Huzpe De

# સુરતની સુંદરી

— અથવા —

## કળીયુગની કોયલ.

**સતી દમયંતી.**

**દમયંતી**-જાઓ સીધાઓ બાળ અમારા અંતરનાં આરામ,
મળીશું ફરીને મેળવશે જો ભકતવત્સલ ભગવાન

**બાળક**—હાય અભાગી અમ પાર આવ્યો દુષ્કર ...,
બાળ અમે લાચાર રહીયે, માત તાત વિયોગરે-

**દમયંતી**-નીરવિનાની સરિતા સુની મરૂ વિના સુની ગાય,
પાંખવિના સુની પંખીણી ... બાળવિના સુની માયરે-

**સુદેવ**—સારાં નરસાં યશ અપયશનાં વડીલ કરે જે કામ,
ભોગવવાં પડે તે સર્વ સ્વજનને તેનાં જે પરીણામરે-

**ઉદય-ભાણુ.** —રાગ. ભજન—

ટાળ્યા નહીંરે ટળે લખ્યા લલાટે લેખ—ટાળ્યાં૦
વાવ્યા બીજ તે ફળે કરમે લખ્યું તે મળે—ટાળ્યાં૦
દશરથ જાણિલ તલાવડી, પાણી શ્રવણ ભરે;
ધર્મ કરતા ધાડ થઇ, આંધળા ઝુરી તો મરે—ટાળ્યાં૦
રઘુવીર ચાલ્યા વનમાં સીતા રૂદન કરે;
દુષ્ટ દગે સતી લઈ ગયો, લંકા પલમાં બળે—ટાળ્યાં૦
હરિશ્ચંદ્ર જેવો રાજવી, નીચ ઘર મજુરી કરે;
રાણી વેંચી પરઘરે, વેળા ચાહે સો કરે—ટાળ્યાં૦

રામવર્ષા —વૈરાગ્ય, રાગ મારૂ—

જીન્હાં ઘર ઝુલતે હાથી, હજારો લાખકે સાથી,
ઊન્હોંકો ખા ગઈ માટી, તું ખુશ કર નીંદ ક્યોં સોયા. ટેક
નક્કારાહ કુચકા બાજે, ફિ મારૂ મૌતકા ગાજે,
જ્યોં શ્રાવણ મેઘરા ગાજે, તું ખુશ કર નીંદ ક્યોં સોયા—૧
કહાં ગયે ખાન મદમાતે, જો સુરજ ચાંદ ચમકાતે,
ન દેખે કહાં જીવહ જાતે, તું ખુશ કર નીંદ ક્યોં સોયા—૨
જીન્હાં ઘર લાલ ઔર હીરે, સદા મુખ પાન ઔર બીડે.
જીન્હાતું ખા ગયે કીડે, તું ખુશ કર નીંદ ક્યોં સોયા—૩
જીન્હાં ઘર પાલખી ઘોડે, જરી જર બક્તરકે જોડે,
વહી અબ મૌતને તેડે, તું ખુશ કર નીંદ ક્યોં સોયા—૪
જીન્હાંકે બાલ થે કાલે, મલખ્યાં દુધસે પાલે.
વહ આખર આગમેં ડાલે, તું ખુશ કર નીંદ ક્યોં સોયા—૫
જીન્હાં સંગ પ્યાર થા તેરા, ઊન્હાંને કીયા ખાકમેં ડેરા,
ન ફિર વહ કરનેગા ફેરા, તું ખુશ કર નીંદ ક્યોં સોયા—૬

*સત્ય પ્રકાશ. —:▭:—

આજ હું તો પરણ્યા પિયુથી રીસાણી,
મને મોહનજી આવી મનાવશે.
પાછળથી આવી એ પકડે પાલવડો,
હું—કહીશ મોહનજી મુકોને કેડલો.
બોલ મારી મીડડી ! બોલની રસીકડી ! એવું કહીને બોલાવશે.
વ્હાલમનાં વેણુ મારા ચિતડાંના ચોર, મારા મીઠા કળાયલ મોર.
કહેશે જો કંથ મને વગડાનું ઢોર.
તોય હું કહીશ મારાં કાળજાંની કોર ક્યારે આવશે.

## શ્રી બ્રહ્માનંદ ભજન.—રાગ. ગઝલ—

કૃષ્ણ ઘર નંદકે આયે સિતારા હોતો એસા હો.
કરે સબ પ્રેમસેં દર્શણ દુલારા હો . તો એસા હો.
બકાસુરકો મશલ ડારા, પુતના જાનશે મારી,
કંશકો કેશસે ખેંચા ખિલારા હો તો એસા હો.
કુદ પાનીકે અંદરસે, નાગકો નાથ કર લાયે,
ચરણ ફ્ણુ પેધર કરકે, નચારા હો તો એસા હો.
તીર જમુનાકે જા કરકે બજાઇ, બંસરી મોહન,
ચલી ઘર છોડ બ્રજનારી, પિયારા હો તો એસા હો.
રચાઇ રાશ કુંજનમેં, મનોહર રૂપ બન કરકે,
દેવ દર્શનકો ચલ આયે; દીલારા હો તો એસા હો.
ગયે જબ છોડ ગોકુળકો નહિ ફીર લોટકર આયે,
સખિ રોતિ રહી બનમેં, કીનારા હો તો એસા હો.
પૂરી દ્વારાવતિ જાકર. મહલ સોનેકે બનવાયે,
હજારો રાનિયાં વાંહી, ફસારા હો તો એસા હો.
કુરૂ-પાંડવ લડે રનમેં. જીત અર્જુનકી કરવાઇ,
બચાઇ લાજ દ્રૌપદીકી સહારા હો તો એસા હો.
ઉતારા ભાર ભૂમીકા, સિધારા ધામ આપનેકો
વો બ્રહ્માનંદ દુનિયાસે. નીયારા હો તો એસા હો.

## સોનેરીજાળ રાગ ઉસ્તાદી

કયસે ખોલું અટારી, નયનોકી બાન લગ જાય,
બાલો ભોલો જોબનવા લુંટાય;-કયસે.
જોબનવા જોર કરે, મનવા ન ધીર ધરે, ઘુંઘટકોપટ ખુલ જાય (કયસે
પાપી પપૈયા; ન ખુલખુલ સે બાત કરે, જોબનકો રંગ ઉડ જાય; (કયસે
જમના કે તીરે ખડો કુંવર કન્હાઇ. મોસે નજરીયાં મીલાય;-કયસે.

૧'માંડલીક. —:▭:—

બોલો બોલો પ્રીતમજી, બોલો પ્રીતમજી; પાછા મને શું સતાવશો?
પ્રીતે રીતે મને રીઝાવશો.—"એમ..................હા"
મને હીરા મોતીથી મઢાવશો.—" હા ઓઇ હા "
જો જો ખોટા બ્હાના ના બતાવશો.........બોલો

કારભારણુ કામણગારી હું,—

કારભારી કામણગારો હું, ભરે સલામ લોક હજારો—
સોનાના અસ્તરા બનાવી મુડું આખું ગામ—
નાતીલા પણ કબુલ કરે, ધાસ્તી ભરેલું કામ,
જો જો હરખે હડકાયા થઈ ના જશો...............બોલો.

૨'માંડલીક. —:▭:—

પ્યારા નિકતમ રશરાજ અમને આજ રીઝાવો,
લટકાળી લગ્નના કાજ સૌ શણગાર મંગાવો,
સાચી સાડી ચોળી લાવો, પાટણના પટકુળ મંગાવો,
હીરા મોતી ટાંકી પટકુળે, પાડી ભાત કસબી કોર મુકાવો
લાડ લડાવું તમને શાણી—જે માગો તે આપુ આણી.
હાંસે સ્વામી મારા મનડાના પુરો કોડ, મોંઘી હાજિસ બધાવો,

મીનળ—મું'જાળ. —રાગ: કવ્વાલી—

જગતના જાણુ ભેદુઓ રસીક દીલના દીલાવર હો;
બતાવો કોઈ તો આશક! ......જગતના.
કરૂ તન બદન સૌ કુલ. આપું માગો જે તે મુલ,
ખીલે આ કુમળુ બુલબુલ, બતાવો કોઈતો આશક!
મૃદુ આંખડી આંજી ગુંથી વેણી ફુલડાંથી,
મુકી કસકસી બાંધી, બતાવું કોને તે આશક!—જગતના

**મીનળ-મુંઝાળ. -રાગ-ઉસ્તાદી-**

અલબેલા અકેલા આયા અલી, જાને ન પાવે જાકી રોકો ગલી.
મય જલ જમના ભરન જાત રહી; બીચ ડગર મોહે આન છલી.
તોરો હુવ. હાર હેકો સજની, નથ બેસર મોરી ચંપાકલી—અલબેલા.

**છત્ર વિજય :—▭:—**

પાતળીઆ પાલવ છોડો કોઈ જોઇ જાશે,
—નખરાળાં શીદ તરછોડો મારો જીવ જાશે.
ભાળી ભોળી હું બાળ કુંવારી,
ભાળો ભોળો હું છું બ્રહ્મચારી.
**છોડો છોડો મારો હાથ મરડાઇ જાય છે.**
**આના આવા ચાળા જોઈ લાજ થાય છે.**
**કાં શું થાય છે!**(મારો જીવ જાય છે,અરે હાય હાય હાય)

**ઉદય-ભાણુ. —:▭:—**

રસીલો રસીલી ચાંદની નાં સમો સાંધી,
તજી સઘળી ઉપાધિ ગયાં ઉપવનમાં
ચુપચુપ વાતો કરે, **નેન ના** ઈશારા કરે;
સંગે હસે હરે ફરે રંગ ધુનમાં—**(પછી)**,
પળમાં રીસાયા છે રસીલા, ભાન ભૂલી ભામિની,
માનતા મોહન નથી, હાથે પગે થઇ માનુની.
વેળા રસીલા વહી જશે, પસ્તાવો પાછળથી થશે,
માન મોહન ! માન **જાશે. કાળ કાંણી રહી જશે.**
તું માન ભલે ના માન મને પરવા નહિ.
જીવજાન તને નહિ અલગ કરૂં તનથી;
પ્રીત વચન વીણા રચના રસીયા મન વસીયા મારેજી—

ભજનમાલા— રાગ. પદ

જીને ઇશ્કમેં શિર નાં દિઆ, જગમેં જીઆ તબ કયા હુવાં;
મરખા પોકારે રૂઇ રૂઇ, આશક પુકારે તુંહી તુંહી;
જીને પ્રેમરસ ચાખ્યા નહિ, રસીઆ બનાં જબ કયા હુવા—જીને
દરિયા કીનારે માલમ ખડા, માલમ જાને દરિયા મેરા;
ડુબકી દિયે મોતી ના મિલા, માલમ બના જબ કયા હુવા—જીને
જોગી જૂગત જાને નહિ, કપડા રંગા તબ કયા હુવા;
જીન આપ ઘટ રંગાં નહિ, પરઘટ રંગા જબ કયા હુવા—જીને
કાજી કીતાબેં ખોલ કે મશલ્લા', સુનાવે ઔરકું;
આપે અદલ ચલતા નહિ, કાજી બના જબ કયા હુવા—જીને
મકકે મદીને શેહેરમેં, શજદા કીઆ તબ કયા હુવા;
દિલકા કુફર જાતા નહિ, કલમાં પડા તબ કયા હુવા—જીને
કેહેવે અલી સુન બે વલી, પીયુ પીયું કિયે મેરા જી ગયા;
જીન સાંઇ ગુન ગાયા નહિ, રોતા ફિરા તબ કયા હુવા—જીને

પૃથ્વી પુત્ર —:▭:—

આવી આવી વસંતની બહાર, સુની મારી સેજલડી,
તોયે આવ્યા ન હૈયા કેરા હાર, સુની મારી સેજલડી.
લાવો લાવો સમજાવી, સુંદર શ્યામ શ્યામ શ્યામ,
આવો આવો અંતરના આરામ, સુની મારી સેજલડી.

સાખી { મીઠા બોલી કોકિલા કરે મધુર ટહુકાર,
{ વીરહે વ્યાકુળ વલ્લભા દેતી શ્રાપ હજાર.

મનગમતા મોહન લાલા અંતર છો વિહવળ વ્હાલા,
પ્રીતિ ધારા વરસાવો, શાને તરસાવો, ફુલસૈયા સોહાવો,
ફુલબાણુ વિંધે પ્રાણુ-આ સુની મારી સેજલડી.

**અહલ્યા બાઇ** —:▭:—

રાજ-સામી સાંજના આવજો, **સામી** સડકપર બંગલો,
મીઠા મ્હેમાન આજ આવજોરે—સામી૦
પ્રીતિ સરોવરની પાળે પાતળીયા
અમીરસ પીજો પીવરાવજોરે—સામી૦
કાળાને કયારડે મ્હેકે કસ્તુરી
લ્હેરખડા લુંટજો લુંટાવજોરે—સામી૦

**શુકદેવ** —:▭:—

પિયુ પિયુ પોકારતીરે, પપૈયા વધુ ઝુરે વનમાં,
વિરહ અંગાર ઉઠે તનમાં, અતિશય બળી રહી મનમાં.—પિયુ૦
ખીલતી આ કળી કુસુમની, ભોગી વિના કરમાય;
ઝુકતી આ લલિત પાંખડી, ભોગી મધુકર ન્હાય—પિયુ૦
**બાળા રસાળી અંતરે, આકુળ વ્યાકુળ થાય;**
**નમ્ર નવોઢા નૌતમ રમણી, રસિક નરવર ન્હાય,**
હંસણી દુઃખી થતીરે, કોમળ માનસ ઉપવનમાં—પિયુ૦

**કુસમાવતી.** —**ભજન**—

ભલે જન કોટી યત્નો કરે, નસીબના લખ્યા લેખ ના ટળે
પાપીયા પાણી પંગલાં ભરે, અતમાં માથુ પટકી મરે.
**હરિશ્ચંદ્ર** મહારાજ જુવોને, નિચ ઘેર સેવા કરે
**રોહ** સેવકી **સતિ** લેખથી ગુમાન શાને કરે—નશીબ
**પાન્ડવ** સરખા **ધર્મ** ધારી પણ, વન વન રવડી મરે
**ચીર** હરણ થયાં **સતીનાં** પ્રભુ કૃપા ત્યાં કરે—નશીબ.
સતીયા સુરજન ભલે કુજનથી, કદી પીડાતા ફરે
**સત્યમેવ જયતે** સમજજો, ન્યાય નીયંતા કરે—નશીબ

**સોનેરીજાળ—** **રાગ-ગઝલ**

દીલદારકી હર યાદમેં **જોબન** ગયા તો કયા હુવા;
યે ગુલ બદન કીસ કામકા. દિલદારકી યારી બીના,
દિલદાર નહિં તો હમ નહિ, **જોગન** બની તો કયા હુવા;
(વો) ઇશ્કકી લ્હેઝત બીના, ના ચયન દિલ પાવે કહીં;
**જપતે** ઝબાંપર નામકો, **હમ** ભી ગયા તો કયા હુવા;
હીરા મીલા, **મોતી** મીલા **સુરત** મીલી, સબ કુછ મીલા,
દિલદાર આકે ના મીલા, **જોબન મીલા,** તો કયા હુવા;

**સુરશ્યામ.** —:▭:—

સૈયાં હું હું ગુલાબી રંગ. પ્રીતમ રંગ કેશરીયા,
મારૂ જોબન ગુલાબી રંગ. પ્રીતમ રંગ કેશરીયા.-સૈયાં૦
પાન ગંગેરી જસોદા બીડીયાં, ચાવે ગુલાબી ફુલ,
ચલાવે રંગ કેશરીયા.-સૈયાં૦
**ચુન ચુન કલીયાં શેજ બીછાઇ**, સોવે ગુલાબી ફુલ.
ઉડાવે રંગ કેશરીયા-સૈયાં૦

**કામલતા** —:▭:—

આપ પાપડ વાડીમાં પધારજો લ્હેરીલાલ.
મંદીરની સામે મકાન છે, નીચે દેશી દારૂની દુકાન છે.
રંગરંગીલા ચાલ મારી પાડોશમાં તુલસી કયારાનું નીશાન છે,
છજામાં **તુલસીના ઝાડનું નીશાન છે.—લ્હેરીલાલ.**
અખંડ ને અભંગ આજ સાંજ પહેલા પધારજો.
હડતાળવાળાનું તોફાન છે, જબરૂં હડતાળવાળાનું તોફાન છે.-લ્હેરીલાલ.
જોખમ ભરેલું કામ પુરી પંચાત છે, ધાસ્તી છે આફતમાં
જાન છે, મારા બાપ ધાસ્તી છે-લ્હેરીલાલ.

રાસગ્રાફ નં. ૫૧૨ -ઉસ્તાદી. ભજન-

અબી જી કરલે, મુરખ મનવા. પીછે તું પસ્તાવેગા.
... ... ... ...રે ભાઈ, પીછે તું પસ્તાવેગા,
ઇસ દુનીયામેં કહેત કબીરા, ફેર જનમ નહિં પાવેગા[૨]-અબી
દેરે દીલાને નામ મૌલાકે, દેવેગા તો પાવેગા,
... ... ... ...રે ભાઇ દેવેગા તો પાવેગા.
ગયા વખત ફેર નહિં મીલનેકા, ખાલી હાથે જાવેગા(૨)-અબી.
દુનિયારે દોલત માલ ખજાના, સંગ ન તેરે આવેગા
... ... ... ...રે ભાઇ સંગ ન તેરે આવેગા
મહેલ મહેલીયાં, બાગ-બગીચા, સબ છોડકર જાવેગા(૨)-અબી.
હાથીરે ઘોડા ફોજુરે લશ્કર ધરકુલ્લે ચૌકી બીઠાવેગા,
... ... ... ...રે ભાઈ ધરકુલ્લે ચૌકી બીઠાવેગા.
દીલકે ભીતર તનસે મનવા, જમરા જીવ લે જાવેગા(૨)-અબી.
રોજે મહેશરમેં, નિશદીન બોલે, પાક મોહંમદ આવેગા,
... ... ... ...રે ભાઈ પાક મોહંમદ આવેગા.
નબી મોહંમદ મુસ્તફા, કુલ આલમકુ બતાવેગા.-અબી.

સુકન્યા સાવિત્રી. (નાતરીયા ન્યાતનો ફજેતો)

નવ ગમે ઘરબાર, ભરી દુઃખની વખાર,
બળ્યો સંસાર નાતરીયા ન્યાતનો
...દીઠું નારનું બજાર, બ્હોરી વ્યર્થ વહે ભાર,
જેમાં મળે નહીં મેળ કોઈ વાતનોરે-બળ્યો.
કેમ કરી થાય કહો પ્રીતિ પરાણે.
"કરે જીવતાં મોહકાણ મુવે હોય તાણાતાણ"
...ભાઇ બાઇનો વ્હેવાર ચાલે લાતનોરે-બળ્યો.

**મીસ પ્યારીજાન. —રાગ કહેરવા—**

અપને પ્યાજીકી મેં જોગન બનીરે હો (૨)
જોગન બની; બેરાગન બનીરે (૨) અપને પ્યાજી—(૨)
તુટાસા કુવા નીરખારે, હોય ચમ્બેલી ફુલ,
સબ સખીયન મીલ સહેરા ગુંથે, **પહેને નબી ઓ રસુલ.**
મેંતો જોગન બનીરે, અપને પ્યાજીકી—
પત્તા તુટા ડાલસેરે, લેગઇ પવન ઉડાય.
અબકે બીછડે કબ મીલેંગે, ઉપર ચલે-વો-જાય-મેંતો જોગન-અપને.
પત્તા ઝુકાજા ટેહનીકે નીચે, બતાયે પાંચો ફુલ,
ઉપરકે પતે સખી ઝુકેરે, પહનાયે નબી ઓ રસુલ-મેંતો.

**પ્યારા સાહેબ—રાગ, આશાવરી—**

કરલે સીંગાર ચતર અલબેલી, સાજનકે ઘર જાના હોગા. (૨)
માટી ઉઢાવન માટી બીછાવન, માટીમેં મિલ જાના હોગા—
નહાલે ધોલે શીશ ગુંથવાલે, ફીર વ્હાંસે, નહીં આના હોગા—ક.

**વિક્રમચરિત્ર —:▭:—**

કોઇ દુધ લ્યો દીલરંગી, શોખીલા શાણા ઉમંગી—હાં
કેફી પીયે કસુંબલો, ગાંજો પીયે અફુંધ,
દારૂ તો દીવાના પીયે, દાના **પીયે** દુધ.—હાં કોઇ.
એક અમીરસ દેવનો, બીજો રસ છે. પ્રેમ,
ત્રીજો રસ ગોરસ ભલો, પીયે ક્યા હેમ—હાં કોઇ.
ગોરી ગવરી ગાયનાં, ગોરા **મીઠાં** દુધ.
હું પણ ગોરી ગોરડી, ગોરૂં દીલ છે શુદ્ધ—હાં કોઇ.
હેમ કટોરો હાથમાં, માંહી અમૃતધાર
ચતુર હોય તે ચિખવે, ગુણ સમજે ન ગમાર—હાં કોઇ.

**મીરાંબાઇ —રાગ. ગરબો—**

ગોકુળીયે લઇ ચાલો, ઓધવરાજ હમને, (૨)
આણી તીરે ગંગા ને પેલી તીરે જમના. (૨)
વચમાં ગોકુળીયું છે ગામ—ઓધવરાજ હમને (૨)
થોડા થોડા જળમાં માછલીયાં રે તપલે.
તલપ તલપ જીવ જાએરે—ઓધવરાજ હમને (૨)
ઊંડા કુવામાં ઉતાર્યારે હમને (૨)
એથી ઠેલી શીદ જાઓરે-ઓધવરાજ હમને (૨)
શેરી ભલી પણ સાંકડીરે, નગર ભલાં પણ દૂરરે.-ઓધવ૦
હમારાં સાસરીયામાં દુખડારે દીધાં, ભલે મારે મહીયરે વળાવોરે,
ઓધવરાજ હમને (૨) ગોકુળીયે લઇ ચાલો.

**મીરાંબાઈ. રાગ, ભજન—પદ.**

ઝુલત રાધા સંગ ગિરિધર ઝુલત રાધા સંગ,
અબીલ ગુલાલકી ધુમ મચાઇ, ભર પિચકારી રંગ.-ગિરીધર૦
લાલ ભઈ બિંદ્રાવન જમુના, કેશર ચુવત અંગ."
નાચત લાલ અધર સુ રશભર, ધિમી ધિમી બાજે મૃદંગ."
**મીરાં** કહે પ્રભુ ગિરધર નાગર, ચરન કમલ કુદંગ

**માલતી માધવ—** :▭:—

ચાલ... ચાલ...ઓ અલબેલી, વળી વળી પાછું જુવે શું પ્રેમ ઘેલી.
તારા ઉરમાં આનંદની હેલી, સાહેલી, તારા ઉરમાં આનંદની હેલી,
મળ્યા હવે ભેગાં, **ચંપો ને ચંપેલી**..............ચાલ ચાલ;
મારાં પગના ઝાંઝરની ખીલી, વારે વારે પડતી ઢીલી
**(ખીલી જેવી ઢીલી, એવી તું એ છે હઠીલી, હવે ચાલ?)**
(આ આવિયે છીએ)...................................ચાલ.

**કબીર ભજન. —રાગ પદ—**

તુંહી રામ તુંહી રામ તુંહી રામ, તારો ચરખો બોલે રામ નામ,
ભજ તુંહીરે......નીજ તુંહી......રામ તુંહી;
ચરખો મારો અજબ રંગીલો, પુણીયો લાલ ગુલાલ;
કાંતનેવાલી છેલ છબીલી, આકાશ નાંખે તાર, અરજી સુણજો મોરી રે.
રૂ પીંજાવવા હું ગઇ, તુમ પીંજો પીંજરા ભાઇ;
પીંજન પીંજેરે કોઇ આ ગઇ, કાંઇ દાસ ગુરૂ સમજ બતાઈ.
જળ ઉપર જળ નિપજેરે, જળમાં કીધો વાસ;
એક અચંબો મેં સુણ્યોએ કાંઇ બેટી જનમ્યો બાપ.
બેટી પુછે બાપકું તું અજાણ્યો વર લાવ;
અજાણ્યો વર ના મળે તો તારે મારે ઘરબાર.
માતારે મરજો પીતારે મરજો મરજો ઘર ભરથાર;
એક ન મરજો પીતારે મારા ચરખાનો ઘડનાર.
રામદાસનો ભણે કબીરો આ ચરખો કહેવાય;
આ ચરખાને જે કોઇ ફેરવે, તેનો જન્મ મરણ મટી જાય.

**સોનેરીબાળ —:▭:—**

**ભલે માલીક હો દુનિયાનો, ભલે અઢળક હોય ખજાનો,**
**ભલે પ્રતાપ હોય વિદ્યાનો,**
ભોગવવાને જોઇએ,—પ્રભુના ઘરનો પરવાનો;—ભલે.
સત્તા મળી શા કામની, જો ન્યાય પંથે વળાય ના.
મહત્તા મળી શા કામની, જો એક ટેક પળાય ના;
વિદ્યા મળી શા કામની, મદ-મોહ કંઇ જો તજાય ના.
શ્રદ્ધા ધરી શા કામની, જો આત્મ-શ્રેય સધાય ના.
ભલે સુત હોય ધર્માત્માનો, ભલે મૂરખ હોય કે દાનો-ભોગવવા.

**શ્રી. મુરાદઅલ્લી -ઉસ્તાદી-ભજન.-**

મદીનેમેં મોહંદ આયો. દીલબર સચ્ચો દીન જગાયો,
સરવર સચ્ચો દીન જગાયો.—મદીને.

જુમ્મેકી રાતકો જન્મજ ધરીયો, અમીનાં ઘર જાઓ.
દાઇ હલીમા પાલના ઝુલાવે હુરાયે મંગલ ગાયો;
અબદલ્લા ઘર અંનત વધાયો—મદીને.

નબી મોહમ્મદ ચલે મેહેરાજકુ ચોથે અરસપે આયો;
ચોથે અરસપે એક શેર ખડા થા, અંગુઠી નબિસે પાયો,
મુહૃત પરદેમેં દીખાયો.—મદીને.

ઉસ પરદેમેં નબીકું બીઠાયો, અનહક ભેદ બતાયો.
આશુક માશુક દોનો હીલમીલ બૈઠે, આશુક માશુક મન ભયો;
નબીજી મહેરાજ સીધાયો—મદીને.

નૂરકી પગરી નૂરકા જામા, નૂરકી સેજ બીછાયો,
નૂરકા સેહરા, નબીજીકે શીરપર, મોતીયન મેહ બરસાયો;
નબીજી મહેરાજસે આયો.—મદીને.

કલમા પઢો નીત નૂર નબીકા, ઈસ્લમે-દીન. સોહાયો,
લાઈલાહા, ઈલ્લીલાહા મોહમ્મદ રસુલીલાહ, કલમા મુખપાક પઢાયો,
નીરાશા. તેરે કદમોમે આયો.—મદીને.

**સોનેરી જાળ—**

ગોરી ધીરે ચલોરે, ગગરી છલકે ન જાય;...ગોરી.
સર પર ઘડા, ઘડે પર ગાગર,
પતલી કમર બલ ખાય ન જાય;...ગોરી.
ચોલી તંગ ભાઇ સુનરી સરક ગઇ,
જોબન બાલો કરમાય નં જાય;...ગોરી;

## મીન-મુંઝાળ. —:▭:—

અધુરો ઘટ છલકાય. આખરે અધુરો ઘટ છલકાય,
સાગરમાં બહુ સલીલ ભર્યું છે, પણ મઝા ન મુકે જરાય.
આમ્રતરૂવર ફળ આવે ત્યમ નીચું નમતું જાય,
એરંડો ફળ આવે ભાઈ! ઊંચો વધતો જાય—આખરે,
મૂળ સંસ્કાર પડયા વીણુ માન અધુરીયા કહેવાય,
વિદ્યા કે વિપુ, વીત વસ્ત્રથી, જાતી સ્વભાવ ન જાય—આખરે.

## કુમારપાળ. —:▭:—

પ્રેમ તંત્ર અણમોલ સખી એ શીખવ્યા નવ શીખવાય,
કોઇના શીખવ્યા નવ શીખવાય.
પડે સમજ અનુભવે આવડે, કાન્ત મિલન જ્યાં થાય,
એકાન્તે કાન્ત મિલન જ્યાં થાય-સખી.
પ્રિયતમને જોતાં શરમ ચડે, ધડકે ઉર પાછા ચરણ પડે,
ત્યાં શાં શીખાયે પ્રણય તંત્ર. જ્યાં નયને મદ ઘેરાય,
હઠીલા નયને મદ ઘેરાય—સખી.
પણ જ્યાં જરી આંખથી આંખ મળે પળમાં ઉર એક બીજાં ઉછળે
અધીરા હૃદયેથી હૃદય મળે, ત્યાં રસ સાગર છલકાય
સ્નેહથી રસસાગર છલકાય.

## સોનેરી જાળ-રાગ-ઉસ્તાદી—

ભરન દે તું પનિયાં, સાજનવા, ભરન દે તું પનિયાં;...ભરન.
છોરછોર બઇયા મોરી, હાયરે મોરારી;
સઇયાં, દુ:ખ દઇયાં, કાહે મારે તું નયનિયાં...ભરન.
સખિયન સબ ભાગી, કહો મોહે રોકે ઠાડી,
જાને દે કનઇયા, તોહે દેઉંગી મખનીયાં,...ભરન.

## રાજકઠીયારાની વાર્તા— (રાજકઠીયારો નોવેલમાંથી)

—રાગ-દોહરો—

ભરતખંડમાં સુંદીરગામ, ક્ષત્રિઓનું મોટું ધામ!
જગ્ગા નામે પૂરનો ધણી, સંનામે રાણી પદમણી!
એક દીવશ નિશાએ રાય, પાસે રાણી ચાંપે પાય,
રાતદીવસનો પડયો વિવાદ! હોડ કરી કીધો સંવાદ!
ચડા ઉતરી બેને થાય, રાજા હઠમાં આવિ જાય,
હાજીઆએ 'હાજીહા' કરી, કાળીરાત અપોરા ઠરી!
ગર્ભવંતી ગુણવંતી નાર, મૂકી રાત્રે વન મોઝાર!
રોતી પીટતી રાણી ગઈ, વનમાં પ્રસુત પીડા થઇ!
જાયો કુંવર કન્હૈયો કહાન, જાણે બીજો ભૂપ નિધાન!
પણ પતી વિણ સતીનું મન કચવાય, જુવે પુત્રને રોવાઇ જાય,
રાણી શોક અધિક મનધરે, દીકરો લઇ દક્ષિણ પરવરે,
દુખ દુઃખના આવ્યાદીન, સતીનું શરીર થાતું ક્ષિણ.
પુત્ર ઉગારી માતા મરે, સીદ્ધિ સ્વર્ગ વિશે સંચરે!
મરતા માદળીયું દીધ હાથ, માતાએ આશિષ સંગાથ,
કુંવર પછી કઠીયારો ઠર્યો પીતા ક્રોધથી કુંવરી વર્યો.
સતિએ દળદર કાઢયું દૂર, ત્યાંથી આવ્યા શ્રી સિદ્ધપુર.
કપટે—કંથ ત્રગડે ઉપડે.—(ને)—સતી સસરાને પાલવડે
÷કહો જોગી પતી કહાં જઇ રહયા ?=જંગલમાં જોગી થઇ ગયા.
+કહો જોગી સસરાનું શું થયું ?=પુત્ર વધુ પર ચિત્તજ ગયું.
×કુંવર તાતથી કેમ પમાય ?÷સતિને પતીનો સમાગમ કયાં થાય ?
=ઉત્તર સામી આંખ્યો કરો, દક્ષિણ સામી પીઠજ ધરો.
=જો પીતા શ્રી જોખાણુંનાથ બેસતી તૂંજ પતિનો હાથ

**સરદારખાં. —કજોડાની કહાણી—**

કોને કહીએ કજોડાની કહાણીરે, જેમ બળદ પીલાવે ઘાણીરે,
લોક વગોવે ને સાસુ સતાવે, વળી પીયુડો છે પામર પ્રાણીરે.
હું જોબન રસ ઝુલતી, પણ જોડીની ખોડ,
પીયુડો રમે લખોટીયે કરતો દોડા દોડ.
જગદીશ! હવે ઘભરાણીરે, સહાય કરજો શ્રી સારંગ પ્રાણીરે

**બુદ્ધદેવ —:▭:—**

ફુલની પાંખડી લ્યો પ્રાણ, ગણી અંતરની ઓળખાણ—ફુલની.
શ્યામ સલુણા અમ ઘર આવ્યા, શા કરીએ સન્માન,
નાથ નગિના પરિમલ ભીના, મન માન્યા મેહમાન—ફુલની.
ઝાઝું શું કહીએ સમજુને, સખી નયનનાં બાણ;
વિમળ કમળ, આ સરવર જળનું, ભોગી ભ્રમર સુજાણ—ફુલની.

**સોનેરી જાળ-રાગ-ભજન—**

(તારૂં)--નાવડું હંકાર, સાજન ધીરે ધીરે,
ભવસિંધુ આ ભયકાર, સાજન ધીરે ધીરે;...તારૂં
મદીરા પી મન માકડું કુદે, નાવડું ચુરા થાય,...સાજન.
અહંભાવનાં વાદળ છાયાં, હૃદયાકાશની માંય.
મદમત્સરનો મેહુલો વરસે, કુમતી હોડી જાય;
દિશા દુર્ગમ લીધી દુર્ગુણની, સીધી ભૂલ્યો વાટ,
સત્ય ધ્રુવનો તારલો ચુક્યો, કેમ મળે મૂક્તિ ઘાટ,...સાજન.

# સમાપ્ત.